છપાવી પ્રસિદ્ધ કરનાર

**શ્રી. નરોતમદાસ સંપત**

ઠે૦ મહેતા બ્લોક્સ, પ્લોટ નં. ૪૭૨ C

ખાલસા કોલેજ સામે, કીંગ્ઝ સરકલ, માટુંગા, મુંબઈ.

આ પુસ્તક ઉપરને ઠેકાણે તથા જાણીતા બુકસેલર્સને

ત્યાંથી મળશે.

અનિલ પ્રીન્ટરી, ફોર્ટ, મુંબઇ

॥ ॐ ॥

# વેણુનાદ

લેખક

કૃષ્ણ જામન.

સંવત ૨૦૦૦
શ્રાવણ વદ ૮
(ગોકુળ અષ્ટમી)

મૂલ્ય
રૂ. ૧-૦-૦

**આ** પદ્ય-સંગ્રહ વાંચતા લેખકની સંસ્કારિતા આસ્તિકતા અને રસિકતાની પ્રતીતિ થાય છે. કેટલાક પદ્યોમાં સાચા કવિતાનો રણકાર છે. અકાળે જીવન સંકેલાઇ ન ગયું હોત તો ભાઇશ્રી **કૃષ્ણજાભન** પાસેથી, કવિતા-પ્રવૃતિમાં યોગ્ય માર્ગ દર્શન મળ્યે, મોટી આશા રાખી શકાત.

સેંટ ઝેવીયર્સ કૉલેજ
તા૦ ૨૬-૬-૪૪

**પ્રો. ગૌરીપ્રસાદ ચુ. ઝાલા,**
એમ. એ.

Printed by Superior Stationery Mart. Medows Street, Bombay, and pnblished by Narottamdas Sampat, Mehta Blocks, Plot No. 472 C, Kings Circle, Matunga.

# કાવ્યોની

# અનુક્રમણિકા

## પ્રાર્થના



## પ્રેમના બંધન.

## ઓલ ઇન્ડીયા રેડીઓના મુંબઇના બ્રોડકાસ્ટીંગ સ્ટેશન પરથી રેડીયો ઉપર બ્રોડકાસ્ટ થયેલ શ્રી કૃષ્ણ જામનની અન્ય કૃતિઓ.

| | | બ્રોડ કાસ્ટીંગની તારીખો |
|---|---|---|
| ૧ | રેલવે ગાર્ડ | ૧૬–૧૧–૩૬ |
| ૨ | પાંચ મૂર્ખો | ૧૦–૧–૩૭ |
| ૩ | દિવાની દૌલત | ૧૯–૬–૩૭ |
| ૪ | આહુતિ | ૧૦–૧૦–૩૭ |
| ૫ | વણ નોતર્યા મહેમાન | ૧૩–૧૧–૩૭ |
| ૬ | રાણા પ્રતાપ | ૬–૨–૩૮ |
| ૭ | રૂપાના રમકડાં | ૨૨–૮–૩૮ |
| ૮ | ભંગી વાલ્મિકી | ૩–૪–૩૯ |
| ૯ | નરસિંહ મહેતા | ૧૧–૪–૩૯ |
| ૧૦ | સાક્ષરતા પ્રચાર | ૨૪–૮–૩૯ |
| ૧૧ | માટીની માયા | ૧૦–૪–૪૦ |
| ૧૨ | તમારે માટે ! | ૨૫–૭–૪૦ |
| ૧૩ | વિજય ધ્વજ | ૫–૧૧–૪૦ |
| ૧૪ | શ્રાવણી સોમવાર | ૮–૮–૪૧ |
| ૧૫ | યોગીની એકાદશી | ૨–૧૨–૪૧ |
| ૧૬ | શંબુક વધ | ૩૧–૩–૪૨ |
| ૧૭ | પોતાના–તે–પોતાના | ૭–૭–૪૨ |

# પ્રાર્થના

કર તું નંદનવન જીવનને,
તન, મન, ધન, જીવન અર્પણથી,
વિભુને વંદન ચંદન અર્પિ,
પાવન થા એ દરશનથી.
ઓજસ અંતરના અંબરમાં,
અજર અમર બની પથરાયા,
જ્યોતિર્ધર, ના ક્ષર, અક્ષર એ,
સચરાચરમાં પ્રસરી છાયા.
ઇપ્સા જે એકજ, કરી અરજથી,
પંકજ જયમ અજ રજને વધાવે,
નમીને તજ તજ રજે રજ મમતા,
સમજ સમજ મન ભજતું ભાવે.
બોજ હુંકારનો વિકારનો ભારી,
સંસાર મંહિ સહુ સાર વિનાનું,
રખ આધારજ ધાર વિચારી,
વિસાર એ ભાર, તરીપાર જવાનું.
ડીંગ ડીંગ ડીંગ ત્યાં ડમરૂ વાગે,
આતમ સુણી જાગે જાગે,
ગર્વ અને મત્સર ત્યાગે,
પરમ ધામે પહોંચે વિરાગે.

॥ ॐ ॥

# શ્રી કૃષ્ણને

અંજલી આપનાર :— પ્રાગજી જ. ડોસા.

ત્હારૂં ગયું કમલ મૃત્યુ તણે બિછાને,
ત્યાં સૌ જશે, જગત તો ભ્રમ છાબડું છે;
આ પ્રેમ શો! રૂદન શું! દુઃખ દાહ શાને?
તું કોણ? તે સમજ આપ! જરા ઉભો રહે.

"કલાપિ"

જગતની ઘટમાળ એમજ ચાલ્યા કરે છે. એ સનાતન પ્રવાહને રોકવા કોણ સમર્થ થયું છે? એ સનાતન પ્રવાહમાં પિતાનો કોઇ આશાદિપક બુઝાઇ ગયો હોય, માતાનો કોઇ લાડકવાયો તણાઇ ગયો હોય, ભાઇનો સ્નેહભર્યો બંધુ, બ્હેનોનો વીરો અને કો સ્નેહિનું વિરામસ્થાન એ કાળપ્રવાહમાં ધસડાઇ ગયું હોય તો જગત કહે છે,

"ભાઇ! આવ્યું એ તો જવા માટે. જેવી પ્રભુ ઇચ્છા."

એ તત્વ જાણ્યા છતાંયે 'આ પ્રેમ શો! રૂદન શું! દુઃખદાહ શાને? હૃદય કેમ પ્રેમથી ઉભરાતું હશે? નયનના નીર કેમ ખૂટતાં નહિં હોય? એ સ્મૃતિ યાદ

આવતાં વિરહનો દુઃખદાહ કેમ જાગતો હશે?' જવાબ એટલોજ કે એના વ્યકિતત્વમાં કેક હતું જેણે સર્વને પ્રેમદોરે બાંધી લીધા.

ભાઇ કૃષ્ણદાસને વડિલો 'કિસન' કહી બોલાવતા અને અમે 'કિસનભાઇ' કહેતા ત્યારે એ કહેતા "હું તો કૃષ્ણનોદાસ છું. કિસન તો સાકાર સ્વરૂપધારી પરમેશ્વર હતા."

આટલી ન્હાની વય છતાં એમનામાં અધ્યાત્મ જ્ઞાનનો ભંડાર ભર્યો હતો. રેડીયો ઉપર એમના નાટકો ભજવાતાં એમાં 'શુદ્રકવધ' વાલ્મિકિ ઇત્યાદિમાં એમણે રામાયણ અને મહાભારત જેવાં પૌરાણીક ગ્રંથોના સુક્ષ્મ અભ્યાસનું અવલોકન દાખવ્યું છે. એ ઉપરાંત સામાજીક નાટકોની પણ એમની કૃતિઓ છે જે રેડીયો ઉપર અને શાળાઓમાં સ્ટેજ થઈ છે. સામાજીક નાટય કૃતિઓમાં જેમનું લખાણ સર્વોપરી છે એવા નાટય આલમનાં વિખ્યાત કવિ **શ્રી. જામનના** એ પુત્ર એટલે પિતાનો વારસો તો એમનામાં ઉતરે એ સ્વાભાવિકજ છે. **શ્રી. જામનનું** માર્ગ દર્શન મળ્યું, ઉત્તેજના મળી એટલે પછી તો સ્વતંત્ર કૃતિઓના એ સર્જક બન્યા અને નવલિકા, કાવ્યો પણ એમણે રચ્યાં. એમની કૃતિઓમાં સ્વાનુભવે મેળવેલા જ્ઞાનનું દર્શન થાય છે, જીવનને સ્પર્શતા પ્રસંગોનું યથેષ્ટ નિરૂપણ છે.

પરંતુ એટલાજ વાતારણમાં એમની દુનિયા સમાઇ જતી ન્હોતી. સંગીત પણ નાટકનુંજ એક અંગ છે અને એ વિભાગ તરફ પણ એમણે લક્ષ પરોવ્યું. સંગીત રત્ન શ્રી. **પ્રો. મનહુર બર્વે**ના એ શિષ્ય થયા અને ગાયનકલામાં પ્રવીણતા મેળવી. ક્રમશઃ વાદનમાં જલતરંગ, વાયોલીન અને તબલા પણ શિખ્યા. હારમોનીયમ ઉપર તો એમને પ્રથમથીજ ચાહ હતો અને કુદરતી જ્ઞાન હતું એટલે એમની નાજુક અંગુલિઓ હારમોનીયમ ઉપર ફરતાંજ સાંભળનારને મુગ્ધ કરતી. એનું પ્રમાણ '**યંગ ઇન્ડીઆ ગ્રામોફોન રેકર્ડ**' ઉપર એમનાજ બ્હેન સૌ. શ્રી. પુષ્પાબ્હેન સંપતના ગરબાઓ અને ગીતો સાથે એમણે આપેલી તરજો અને વગાડેલા હારમોનીયમ ઉપરથી પડે છે.

સંગીતના વિવિધ ક્ષેત્રમાં પ્રવીણતા મેળવ્યા પછી એમણે 'સંગીત કલા મંદિર' ખોલ્યું અને ન્હાની વયમાંજ શિક્ષક તરીકેની નામના મેળવી. એ મંદિરમાં હજીએ કિસનભાઇના સ્વર અને આલાપનું ગુંજન થયા કરે છે. કોણ કહે છે કે કિસનભાઇ ગયા! નશ્વર દેહને છોડી દીધો પણ આત્મગુંજન તો અમર રહેવાનું અને જ્યારે યાદ કરીએ ત્યારે એ પ્રેમાળ મૂર્તિ, એ મધુરૂં હાસ્ય, એ સુકુમાર દેહલતા સદેહે દર્શન દેતી હોય એમ મનઃસૃષ્ટિમાં ખડી થવાની.

એ દેહલતા ઉપર કેટલા પ્રહારો પડયા! જીવલેણ વ્યાધિઓએ હુમલા કર્યા છતાં એમની શાન્તિ અવિચળ રહેતી, એમનું હાસ્ય અસ્ખલિત્ વહેતું. કો સ્થિત પ્રજ્ઞ યોગી સમા એ પોતાના કાર્યો નિયમિતપણે કરે જતા. માટુંગા જૈન બોર્ડીંગમાં એ શિક્ષક હતા પણ હું તો કહું છું કે એમનું જીવન સંસારી જીવો માટે શિક્ષણરૂપ છે. બધા કહે "કિસનભાઇ! એક સાથે કેટલી પ્રવૃત્તિઓ ઉપાડશો?" પણ એક આછા હાસ્યમાં એમનો જવાબ સમાઇ જતો. એ હાસ્ય શું કહેતું?

"હું તો થોડા વખતમાં ચાલ્યો જઇશ. એ પહેલાં મ્હારા આદર્શો ને સિદ્ધ કરી લઉં."

અને એમનું જીવન ખરેખર આદર્શનીયજ હતું. કુટુંબ માટેની અપાર લાગણી, વડિલોની સેવા, પ્રત્યેક વિષયમાં અધકચરૂં નહિં પણ સંપૂર્ણ જ્ઞાન, સર્વ પ્રત્યેનો સમભાવ અને શાન્તિથી વીતાવેલી એમની અંતિમ ઘડિઓ કહી આપે છે કે બત્રીસ વર્ષની ન્હાની વયમાં પણ એમની પાછળ એમણે ઘણા આદર્શ મૂકયા છે. યોગભ્રષ્ટ થયેલો આત્મા આ દેહમાં પ્રવેશી પોતાની કાર્યસિદ્ધિ કરી ગયો હોય એમ કહું તો અતિશયોકિત નહિંજ ગણાય.

**શ્રી. કૃષ્ણ** સ્વરૂપમાં લીન થયેલા એ '**કૃષ્ણ**' ને મ્હારી નમ્રભાવે અપાયલી આ અંજલિ છે.

---

# જનારાને

અંજલી આપનાર— **નરોતમદાસ સંપત.**

કર્યો જે સાથ જીવનમાં,
તજી જાવું તને રૂચ્યું ?

વિયોગે બાળતા મૂકી,
દિલમાં ના તને ખુચ્યું ?

હતો સંગાથ સ્વજનોનો,
હતો સહકાર પ્રિયજનનો,

સહુનોં સાથ મૂકીને,
તજી જાવું તને રૂચ્યું ?

બાનો પ્રેમ, મુજ મમતા,
પિતા બંધુને વિસાર્યા.

નિહાળી અશ્રુઓ નયને,
હૃદયે ના તને ખુચ્યું ?

દયા ને પ્રેમની મૂર્તિ,
એવા ભાવની પ્રતિમા,

ઠર્યું ના દિલ અરે જરીયે,
જવાનું કાં તને રૂચ્યું ?

સવારે, સાંજને દિનભર,
સ્મરણ તારા ન ભૂલાયે.

દિલાસો એ મૂકી જતાં,
હૃદયે ના તને ખુચ્યું ?

ન ધાર્યું ’તું જુદા થાશું,
ઘડી જુદાઇની આવી,

સહી લેવું અરે અંતે,
જે ભાવીને ખરે રૂચ્યું.



માન અભિમાનને,

ક્રોધને ત્યાગીને

ઇશની વાંચ્છનામાંજ વહેવું.

  

મૂકી શ્રધ્ધા અને

ભાવ સહુ ભકિતના

જેમ રાખે પ્રભુ

તેમ રહેવું.

૨૪૮૨૬

# વેણુનાદ

કાનુડા તારી વેણુ વાગી
ઝટ જાગી, પટ ભાગી, ઘર ત્યાગી
રઢ લાગી–

સુર સુણાવી, દુર દુર તું
ક્રૂર બની કાં ભાગે
ઉર્મિઓ ઉરમાં દર્શનની
દિવ્ય નાદથી જાગે
બને રાગી, વિરાગી, અનુરાગી
રઢ લાગી–

જમુના તટપર નટવરને, ના
ભાળી નિકુંજે ચાલી
વન ઉપવનમાં મધુસુદન વિણ
સદન સુના સૌ ખાલી
હું દાસી, હું પ્યાસી, અભિલાષી
રઢ લાગી–

જીવન ધન, તનમન અર્પણ કરી
નામની ધુન જગાવી
અંતર પટપર, ગીરધર નાચે,
બંસરી નાદ ગજાવી
એ તારી મુરારી, બલિહારી
રઢ લાગી–

"જે ઇશ્વરનું મને હરપળે, સર્વ સ્થળે
રક્ષણ મળી રહ્યું છે તેથી હું વધુ
શુદ્ધ, વધુ પવિત્ર બની એની
ઝાંખી કાં ન કરી શકું?"

એવો

આત્મ વિશ્વાસ

મનુષ્યે

કેળવવો

જોઇએ.

# બંસી બજવૈયો

વાંસળી વાગી છે આજ,
હો વૃંદાવનમાં, રે મધુવનમાં–
મીઠા મોહક મધુરા એ સુરમાં
પ્રેમને ભકિત જગાવે મુજ ઉરમાં
શોધવાને નીકળી છું કાજ–
ભૂલાવે ભાન ને સાન એ તાનમાં
છોડયા મેં ખાન ને પાન એના ગાનમાં
જગના વિસાર્યા મેં રૂઢી રીવાજ–
ઢુંઢીને થાકી હું એકલી વનમાં
બ્હાવરી બંસી બનાવે મુજ મનમાં
ભમતી ફરૂં ત્યાગી લોકલાજ–
ભાળ્યો મેં દુરથી કહાન કનૈયો
ઉરના ઉંડાણે એ બંસી બજવૈયો
મેળવ્યો મેં આજ હૃદયરાજ–

નવ ગ્રહોમાં ચંદ્ર નાનો

હોવા છતાંયે

પોતાનું સ્થાન ઉચ્ચ

રાખી શકે છે

એની સાત્વિક, શાંત

મનોભાવનાને કારણે !

# રસ જ્યોત

સચરાચરનાં તુંહી તુંહી વસે
બ્રહ્મ રૂપ નિહાળી નમું હું નમું
મુજ અંતરના અંધકાર ખૂણે
પુંજ તેજના ભાળી નમું હું નમું—

સત્ય સનાતન શાશ્વત છે
એ સત્યની શોધે ફરૂં હું ફરૂં
તુજ અવિચળ જલતા દીપકમાં
પરવાનો બનીને મરૂં હું મરૂં—

નવ 'ક્રા' સમજે, નવ જીવનને
અતિ આનંદમાં ગરકાવ બનું
મુજ પાપ બળીને ખાખ થયા
જગ જાણે રે હું બળું હું બળું—

બીજમાં છે તરૂ, તરૂમાં બી સમે
જેમ ચંદ્રી સમે શશિમાં સમું
નવચેતનની રસ લ્હાણુ લૂંટી
મુજને તુજમાં હું સમાવી સમું—

મુજ જીવનનું એ તિમિર ટળ્યું
ઉંડે ઉર એ તેજ પ્રકાશી રહ્યું
એ પુંજ પ્રકાશ પ્રતિક સમા
રસ જ્યોત રવિને નમું હું નમું—

અનેક

સામ્રાજ્યો

પર

હકુમત

ચલાવનાર

રાજવી

પણ

સંજોગોનો

શિકાર

બનતાં

તેનો ગુલામ

થઇ રહે છે.

# કર્મને પંથે

મજલ દર મજલ કાપી
કયાં તું દોડતો ચાલ્યો ?
ન નીરખ્યા વન અને ઉપવન
કાં તું દોડતો ચાલ્યો ?

જરા પથીક તું ધીમો જા
જીવનનો થાક હો લાગે
અનેરા કર્મના પંથે
જવું છે દુર બહુ આઘે— .

થાકીશ ના ! રે ! થાકીશ ના
જડાયા કર્મ જીવ સાથે
ન છૂટે એ, ન છૂટે તું
કરવા સહુ એ નિજ હાથે

ત્યાગીને ઉદાસીનતા
ધરી ઉત્સાહ અંતરમાં
છોડી દે જુઠી મમતા
મૂકી વિશ્વાસ ગીરધરમાં—

વ્યવહાર જગતમાં

સફળતાના સન્માન

ઓછાં છે.

કારણ ?

ચાલબાજીની ચતુરાઈ

અને વાકચાતુર્યની મુરલી પર

દુનિયા ડોલી રહી છે.



# દૂર દૂર દૂર–!

દૂર, દૂર, દૂર !

મારે જવું છે દૂર બહુ દૂર !

જ્યાં સુખના મિનારા

દુ:ખ હરનારા

શાંતિ સદા દેનારા–

નેહના નીરની નદીઓ જ્યાં વહેતી,

અંતરની અણદીઠી ઊર્મિ કંઈ કહેતી

આનંદના ઉછળે જ્યાં

ઉરમાં પૂર, પૂર, પૂર–

જીવનની જ્યોત જ્યાં ઝળકી રહે હો

તેજના અંબાર ત્યાં પ્રસરી રહે હો

મૃદુ થાય મૃત્યુ

બને ના ક્રૂર, ક્રૂર, ક્રૂર–

જેનું

દિલ

ખોટું

તેને

જગત

માત્ર

ખોટું

જણાય.

એવું દિલ રાખશો નહિં.

# મૃગજળ માયા

ભૂલીજા, ભૂલીજા, મનડા
માયાના મોહ નકામા
ઉડીજા, ઉડીજા, જીવડા
અંતે અનંતના વિસામા —ભૂલી

મૃગજળ ભાળી પ્યાસી માનવ ધસતા
જાણે અજાણે, સુખની લ્હાણે
મોહ જાળમાં ફસતા
પંથ વિકટ છે વસમા તું જા મા —ભૂલી

માયાની છાયામાં માનવ સહુ રાચે
ભોગી ભોગે, યોગી યોગે
નીજ ધૂનમાં નીત નાચે
જુદા જુદા જગમાં તું જા મા —ભૂલી

દ્વેષ,

કલેશ ને

વિસારી

હૃદયની

નિર્મળતા

કેળવવી

એજ સાચું જીવન !



# શોધીલે!

કાળતણી કરવત માથે
તો હિંમત હૈયે શોધી લે
વાદળ આ ઘનઘોર છવાયા
રશ્મિ રવિના શોધીલે–

નિર્મળ ઝાકળ બુંદ મંહિ
કોઇ પંકજ પ્યારા શોધીલે
મિથ્યા એ મૃગજળની ભીતર
નિર્મળ ઝરણાં શોધીલે–

વિશ્વની વાટે બાવળીયામાં
પુષ્પ સુવાસીત ચુંટીલે
વિષ હળાહળ જામ ભર્યા ત્યાં
અમૃત બિંદુ શોધીલે–



સંસ્કારી સ્ત્રીઓના

દિલ

અલંકારો માટે નહિં,

પતિના પ્રેમ માટે

તલસે છે !



# કુદરતને....

કુદરત મા! માનવ તુજ ખોળે.
તું છો પાલન હાર.
તુંજ ઉગારે, તુંજ હો મારે,
તું છો તારણહાર
સૃષ્ટિની સર્જનહાર:–

જન્મ લઇ જનનિ ને ખોળે,
ઉછરે બાળ સંસાર,
જનનિની પણ તુંજ જનેતા
તું પ્રતિમા નિરધાર
એકજ તું આધાર:–

દેહ બંધાયો, પૃથ્વિ, પાણી,
વાયુ. તેજ, આકાશે,
પંચ તત્વના પુતળા મહીંતે,
પ્રાણ પુર્યાં છે આશે
સમજે શક્તિનો કંઇ સાર:–

બુદ્ધિ વધતાં માનવ ભુલે,
તુજ શકિત આધાર,
નિજના જ્ઞાન વિજ્ઞાનને માને,
જગનો પ્રાણાધાર,
થાયે પળ કેડે અંધાર:–

જેણે

દેહ આપ્યો

તે

દાણો પણ આપશે

ઘર માંડશો

તો

ગ્રહસ્થાઇ પણ

આવશે.

# વસંત

પાપા પગલે, ધીમા ડગલે,

વસંત આવી, ફુલડાં લાવી

છાબ ભરી ફુલડે, ફુલડે વધાવીએ-

રંગબેરંગી નવરંગ પુષ્પો,

વીણતાં, વીણતાં, ગણતાં, ગણતાં

છાબ ભરી ફુલડે, ફુલડે વધાવીએ-

કળીઓ નીજરૂપ વિકાસે

પ્રસરે પરિમલ ચોપાસે

ગુંજે ભ્રમરો અભિલાષે

મન બહેલાવે, દીલ બહેકાવે

આશ હો અંગે, ઉર ઉમંગે

છાબ ભરી ફુલડે, ફુલડે વધાવીએ-

જીવનનું ધ્યેય 

સદ્દગુણનો

સરવાળો !

રોજમેળમાં

પુણ્ય કરી પાપ

**જમા** **ઉધારજો.**

  

# વર્ષા

લીલી વનરાજી આજ ડોલે, ચઢે ઝોલે,
નાચતી, રાચતી એ ડોલતી.
ગિરિરાજને શોભાવતી જો ડોલે, ચઢે ઝોલે,
નાચતી, રાચતી એ ડોલતી.

વર્ષાના વાયરા હો હોંસથી ઝીલતી,
વરસતા વારી પર વારી જઈ ખીલતી,
આમંત્રે ઉરથી વૃક્ષરાજી એ ડોલે, ચઢે ઝોલે,
નાચતી, રાચતી એ ડોલતી.

મેઘ આવી ઘુમતા ચોપાસ તરૂ વૃંદમાં,
રાસ રચી રમતા એ ઉંચ ગિરિ કુંદમાં,
સોળ શણુગાર સજી કુદરત અહિં ડોલે, ચઢે ઝોલે,
નાચતી, રાચતી એ ડોલતી.

સંસારની

હાટડીમાંથી

"પુણ્ય"

ખરીદશો

કે "પાપ"?

પાપ સોંઘું છે

પુણ્ય મોંઘું છે.



# પુજન

પુજનને કાજે, જાઉં મંદિરીયે આજે,
પુષ્પોના થાળ ભરી,
પુજું હું પ્રેમથી પરમેશને.

નવતમ નિત માગે, દીલ ડોલે અનુરાગે,
આશા ઉર સહસ્ત્ર ભરી,
પુજું હું પ્રેમથી પરમેશને.

નયનોમાં નેહ ભરી, ઉલ્લાસે દેહ ભરી,
વિનવું વિશ્વાસ ભરી,
પુજું હું પ્રેમથી પરમેશને.

જીવનનો સાથી મારો, હેજો સુકાની સારો,
જાઉં ભવ પાર તરી,
પુજું હું પ્રેમથી પરમેશને.

મેવા દીયે

મેવા મળે,

ફળ ફુલ દઇ,

ફલ ફુલ લે !

કળજુગ નહિં

કર જુગ આ,

આ હાથ દઇ

આ હાથ લે !

# મોંઘી મટુલી

હળવે હળવે પગલાં ભરજે,
સખિ જીવન જલ છલકાય નહિં.
કાયાની મોંઘી મટુકી,
મદના ધેને ફુટી જાય નહિ—
ભવ વગડે મારગ ન્યારા,
દુઃપદના શુળ અકારા,
અનંત આશાની અટવીમાં,
હૈયું ત્યાં અટવાય નહિં—
ચમકે ચપળા સમ માયા,
મોહ વાદળ ઘોર છવાયા,
મમતાનો મેહુલો વરસે,
શીલ ધર્મના ચીર ભિંજાય નહિં—
રવિજ્ઞાનના તેજ સમાયા,
સહુ સહુના સ્થાને ધાયા,
તુજ મોક્ષ મટુલી દૂર રહી,
અજ્ઞાન અંધારે ચલાયે નહિં—

કોઇને સુધરવાનો

ફાંફા રાખવા કરતાં

એ કાર્ય પરમાત્માને

સોંપી દેવું

એ અભિમાન રહિત અને

શ્રદ્ધા યુક્ત કાર્ય છે



# ગુંજન

મધુકર ગુંજે, કુમુદીને કુંજે,
કુંજ નિકુંજે રે–

પુષ્પના પુંજે, ગુંજન ગુંજે
કુંજ નિકુંજે રે–

અંબરમાં જો અંબરીષ ઉગ્યો,
પંકને ભેદી પંકજ ખીલ્યો,

વસંત વ્હાણે મકરંદ મહાણે,
કુંજ નિકુંજે રે–

કાષ્ટને કોરે કેદી કમળનો,
પ્રેમે પુરાતો પ્રેમી પીમળનો,

અલિ અનુરાગે જીવન ત્યાગે,
કુંજ નિકુંજે રે–

ક્રોધ

સ્વભાવિક છે.

પણ

એ ક્રોધથી

હૃદયની

શાંતિ

ગુમાવતા

નહિં.

# ઉષા

ઉષા એકલડી વરમાળ,
લાવે હસી હસીને–
ધારી કરમાં કુમકુમ થાળ,
આવે હસી હસીને–

ધીમી ધીમી પ્રકાશે,
આવે પ્રિયકર પ્રભાકર પાસે.
મીઠા પ્રીતલડીના પાન,
પાયે હસી હસીને–

સમણાં સેવી રાચે
ઉર ઉર્મિ અનેરી નાચે,
દીલના આંખલડીના ભાવ,
લાવે હસી હસીને–

પ્રીતે પ્રિયકરને વધાવી,
નિજના ઉજળા કરતી ભાવી,
જીવન અર્પણ કરતી કાજ,
ધાયે હસી હસીને–

દિલની

વેદના

દિલમાં

સમાવતા

શીખો

જ્યાં ત્યાં કહેતા

ફરવામાં કંઇ સાર નથી.

# ઇશની સ્હાય

જીવનના જંગ જોઇ,
ડરશો ના કોઇ,
પગલાં ન પાછા માંડશો,
ઇશની સ્હાય મળશે.
પલટાતા રંગમાં,
પલટાશો કોઇના,
હામ ધરી હૈયાં સંભાળશો,
ઇશની સ્હાય મળશે.
માયાના મોહમાં,
પળ પળ સહુ નાચતા,
આશા બહુ સેવીને,
ભ્રમણામાં રાચતા,
અંધારા ઓસરતા,
પંથે પ્રકાશને મ્હાલશો–ઇશની.

જેને અન્યના

દોષ

જોવાની ટેવ હોય

તેને પોતે દોષ રહિત

રહેવાની કાળજી

રાખવી જરૂરની છે.

  

 



# સરવર તીરે....

હું ડગ ભરૂં ધીરે ધીરે,

સરવર તીરે, ધડ્કતી શરીરે, ઉર અધિરે–

(મારી) ચુંદડી ભીંજે નીરે,

(મટુકી) છલકે ધીરે ધીરે–

આશ ભરી, ઉલ્લાસ ભરી,

મુજ અંતરમાં અભિલાષ ધરી– હું–

હસતી રમતી હું એકલડી નીત જાઉં,

આશ અનેરી ભરી અંતરે,

જળ ભરતાં મલકાઉં–

સરવરીયાને તીરે તીરે,

જાતી ધીરે ધીરે– હું–

જે

અન્ય

પ્રત્યે

તિરસ્કાર વૃત્તિથી

જુએ છે

તેને

સાત્ત્વિક

આનંદ

ઉદ્ભવતો

નથી.

# દીવ્ય પ્રેમ

ચાંદની ચંદ્ર સાથે રે,
ચાલી ગઇ જોત જોતામાં,
શશિ કલંકિત જાણે રે.
મ્હાલે તોયે દીવ્ય પ્રેમમાં–

ચમકતી ચપળારે,
પરોવે પ્રેમ વાદળમાં,
ટુંક જીવન જાણેરે,
મ્હાલે તોયે દીવ્ય પ્રેમમાં–

ઉષા ધ્યાન ધરતીરે,
ધ્યાન રવિ રાજમાં,
ક્રોધે બળતો જાણે રે,
મ્હાલે તોયે દીવ્ય પ્રેમમાં–

માનવ પ્રેમ જાણે ના,
સ્નેહ સમાયો સ્વાર્થમાં,
વિકારોમાં રાચે રે,
એ સમજે ના દીવ્ય પ્રેમમાં–

સ્નેહ સ્વાર્થ તત્વો જુદા,
એક મેકમાં ભળતા ના,
પ્રેમી પ્રભુ પિછાણે રે,
વસે પ્રભુ સદા દીવ્ય પ્રેમમાં–

સ્વજનો પ્રત્યે

અંતરનો

રોષ દૂર કરશો.

ક્ષમા દ્રષ્ટિ અને પ્રેમ ભાવે

એમના દોષો ભૂલી

સુખ શાંતિમાં

જીવન વિતાવવું

એ જ સાચો આનંદ !



# પ્રભુની પ્રતિમા

અહા! નાચતું આ બાળ, ચિંતા વિણ હસી કુદે.
સમય છે એજ હસવાનો, બની મસ્તાન થઇ ફરતું :–
રાચે મસ્ત મસ્તીમાં, સુખી એ માતની ગોદે,
જગની ના ઉપાધિ કંઇ, સંતોષીએ નિજાનંદે :–
ન ખ્યાલો લાભ હાનીના, ન તો કંઇ સ્વાર્થ છે દીલમાં.
વિકારોથી સદા વંચીત, ન ડુબે મોહ માયામાં :–
રૂદન ને હાસ્યની રમતો, રમાડીને સદા રમતો.
રડીને એ રડાવે છે, હસતો એ હસાવીને :–
ફરી ના સાંપડે કદીયે, એ બાલપણ વહી જાશે,
મૃદુતાની મૂર્તિસમ, પ્રભુની એ પ્રતિમા છે :–
કરૂં સેવા સદા એની, એ અંતરની અભિલાષા,
વંદન સહ વંદન હો, પ્રભુની એ પ્રતિમાને :–

પ્રકૃતિનું ઔષધ તો

પ્રભુ પાસે પણ નથી.

તો એવી પ્રતિકુળ

પ્રકૃતિના સ્નેહીને

દોષીત ગણી

કદી તિરસ્કાર

કરશો નહિં.

# પ્રભુને

નયનમાં તું, હૃદયમાં તું,
પ્રતિમા તારી દીલમાં છે,
રટણુ તારૂં કરૂં નિશદીન,
ભૂલી સૌ લાભ હાનીને :-
ભલે ફીલસુફ કરે પોકાર,
નિરંજન તું નિરાકારી,
ન તો કંઇ ભાવ જુદો છે,
ઘડેલી મૂર્તિમાં મારી :-
ભલે પાગલ કહે દુનિયા,
ન તેની કંઇજ પરવા છે.
એ મારી મસ્ત મસ્તીમાં,
અરે તારીજ હસ્તી છે :-
જીવન તારૂં બધું તારૂં,
સદાયે હું યે તારો છું,
હૃદય ચીરી નિહાળી જો,
તહીં તારીજ મૂર્તી છે :-

અનુકુળતામાં તો

સૌ કોઇ આનંદ

મ્હાણી શકે !

ખરી ખુબી પ્રતિકુળ

વાતાવરણમાં રહી

સમતોલપણું

જાળવવામાં છે.

# મારૂં મંદિર

મારે મંદિરે પધારો,
પ્રભુ, મંદિરે પધારો :-
અશ્રુ જળથી સ્નાન કરાવું,
શ્રદ્ધાના શ્રંગાર સજાવું,
ભક્તિ ભાવના પુષ્પ ચડાવું,
દીન ભકતની અરજ સુણી,
મંદિરે પધારો—
જ્ઞાન ફળ નૈવેદ ધરાવું,
તન્મયતાનું વારિ પાવું,
શુદ્ધ સ્નેહ શૈયા બિછાવું,
વંદુ વ્હાલા ! શામળીયાજી,
મંદિરે પધારો—
સેવા ભાવે મઢુલી સજાવું,
ત્યાગ તોરણથી શણગારૂં,
સત્યની સુવાસ ફેલાવું,
પ્રાર્થું ! અતિથી આંગણે આવી.
મંદિરે પધારો—

કોઈનું ભલું થતું હોય તો

પોતાના ભાવિનો

ખ્યાલ પડતો મૂકવો



સદભાગ્યની એવી

ઘડીઓ

કોઇ સદભાગીનેજ

સાંપડે છે.

# માનવીને

મનવા ! રમતું રમવી મેલ,
ઘડીભરનો આ ખેલ—
મારૂં તારૂં મિથ્યા વદતાં,
પોષે સ્વાર્થની વેલ,
રૂપ ક્લેષના વારિ સીંચી,
ઉગારવી મુશ્કેલ—
પાશવતાના સમણાં સેવી,
અંધ બની કરી ગેલ,
પવિત્રતાના પાઠો ભણતાં,
ધોજે મનના મેલ—
અહંભાવના તંતુ તારે,
હું હું કરતું મેલ,
શાણા સમજુ ગોથાં ખાયે,
ગુઢ ગહન ઉકેલ—

દેવના

દર્શને

મન

મસ્ત

બને

છે

ચરણારવિંદથી

ચિત ચાકર

બને છે.

# જીવન

પ્રભુ જીવન તેં અર્પ્યું કાં, સુખ દુઃખ સાથ દીધાં કાં,
ઘડી સુખ મોજની આપી, પછી દુઃખમાં રીબાવે કાં?
અરે! ઉત્પાત જીવનમાં, શાંતિ સ્થાન શોધું કયાં,
કલહના શંખ ફૂંકાતા, હૃદય ઉન્મત બનતું કાં?
સ્વાર્થ લોભ લાલચથી, ચલિતરે મન થાયે કાં,
વિકારોના વિચારોથી, હૃદય મમ શાંતિ ખોયે કાં?
નીતિના બંધ બાંધેલા, યુવાની છે દિવાની કાં,
ઝરણાં સ્નેહના વહેતાંય, વારિ ખારૂં લાગે કાં?
અનેરા રંગે રંગાતું, જીવન ના એક રંગી કાં,
સમયના સખ્ત સુસવાટે, દીલના ભાવ ડોલે કાં?
જીવન સંધ્યા થઇ પુરી, અધુરી આશ બાકી કાં,
મૃગજળ સમ દિસે સૃષ્ટી, માયા મોહ બાકી કાં?

દર્પણમાં

દેહ

નિરખશો.

આત્મા નહિં.

સૌંદર્ય

કયું સારૂં ?

દેહનું કે આત્માનું ?

# આશ નિરાશા

આશ નિરાશા બંને બેનડી, માનવ જીવનમાં ગુંથાતી,
લડતી ઇર્ષાગ્નિમાં બળતી, શોકય થઇ રે ! વેરણુ બનતી :–
વિદ્યુત વેગે આશા ચમકી, આંખલડી ઇશારા કરતી.
ભાન ભૂલેલાં દીલમાં રમતી, ચંચળ ચિતડા મનડાં હરતી :–
સુખ શૈયામાં મસ્તી મચાવી, આનંદની રસ છોળ ઉછાળી,
ભરમાવી ભોળાં દીલડાંને, હસી હસાવી પળમાં ઠગતી :–
અશ્રુ સારે શોકય નિરાશા, માનવીને એ અણગમતી,
નિશ્વાસ દીસે અંતરમાં એના, નામ પ્રભુનું ઉચ્ચરતી :–
માનવ જીવનમાં જ નિરાશા, ગળથુથી જયમ સાથ જડાઇ,
સમજી ધસતા, ધસી ફસતા, રે ! આશ જાળે સહુ જકડાઇ :–

તિર્થ ગયે,

દેવપુજે,

ગંગા સ્નાને

કે

જમના પાને

વાસના

ટળતી

નથી.

# ન્યાય

છુપા રૂદન, છુપ્યાં હૃદયે, નયનમાં અશ્રુ ના.
મુખ પર હાસ્ય દેખાયે, હાસ્યોમાં આનંદ ના–
જવાળા દીલમાં સળગી, બુઝાવા સાધન ના.
બળીને ખાખ થાઉં તો, રૂદન કોઇ કરશો ના–
અમારા દર્દ દીલના છે, દવા કોઇ દેશો ના.
ભલે મરીયે કે જીવીયે, ફીકર કોઇ કરશો ના–
અપરાધી અમે પોતે, જગ સારૂં કહેતું એ,
મુંગે મોઢે સહન કરશું, કદી ફરીયાદ કરશું ના–
ભલે અન્યાય જગ કરતું, છતાં લવલેશ ડરશું ના,
અમારા સત્ય પંથેથી, પાછાં ડગ ભરશું ના–

યુદ્ધમાં શત્રુને

સંહારવા શસ્ત્ર જોઇએ

દુર્ગુણરૂપી દુશ્મનને

દૂર કરવા દેહદમન

જોઇએ.



# મન પંખી

મન મારૂં પંખી બન્યું, જ્યાં ત્યાં ઉડી જાય,
તરંગોના તરૂએ બેસી, મોજમાં મલકાય—
પુરૂં હું આત્મ પીંજરમાં, તોડી છૂટી જાય,
ફરી પકડતાં, ન્હાસી છૂટે, જ્યાં ત્યાં ઉડી જાય—
પામર દ્રષ્ટિ, પામર સૃષ્ટિ, પામર મનની કાય,
પામરતાની અવદશામાં, આથડતાં દુઃખી થાય—
દુઃખી થાતાં દોડી આવે, મતિ અતિ મુંઝાય,
રામ નામનું જાપ જપે, સુખમાં ભૂલી જાય—
દ્રઢ થાવા વિનવું થાકી, શાંત ના એ થાય,
પ્રભુ પ્રેમની દોરી બાંધુ, એકજ એ ઉપાય—

ઝાંઝવાના જળ

જોવાના હોય

પીવાના નહિં.



# શોધું ક્યાં ?

મધુરી બંસરી તારી, બજાવીને છૂપાયો કાં,
કરી ઘેલાં અમોને તું, રીઝાવીને રીબાવે કાં ?
સુરીલા દીવ્ય એ નાદે, ભૂલાવ્યાં ભાન તેં શાને,
અરે ઓ ક્રુર કાયર થઇ, કરી ઘાયલ તું ન્હાસે કાં ?
તૃષ્ણાના તજ્યાં વસ્ત્રો, અલંકારો અનીતિના,
મૂકી માયા અને મમતા, હવે દીલડાં દુભાવે કાં ?
પ્રફુલ્લ ચિત્તે કરાવ્યાં પાન, સુણાવ્યાં સુર બંસીના,
બનાવ્યા બહાવરાં અમને, કરી પાગલ સતાવે કાં ?
ઢુંઢ્યા વન. અને ઉપવન, તરૂવર ને તપોવનમાં,
સરિતા સાગરો શોધ્યાં, કહી દેને વસે છે ક્યાં ?
ફર્યા સર્વ સૃષ્ટીમાં, રહ્યાં ના ધામ કંઇ બાકી,
હૃદયમાં તું છુપાયો જ્યાં, પછી તુજને હું શોધું ક્યાં ?

કોણ કોનું ?

જે સૌનો તેના સૌ.

  

 



# પ્રારબ્ધ કે પુરૂષાર્થ ?

નશીબ નાચ નચાવે, દુનિયાને નાચ નચાવે,
આશ, નિરાશ, વિનાશ, નીત ઘડી પળની,
રમત રચાવે—દુનિયાને૦

મહત્વાકાંક્ષી માનવ મદમાં, ઉંચ મિનારા ચણતા,
પ્રબળ પુરૂષાર્થી ધારે નિજને, પ્રારબ્ધને ના ગણતા,
મન મસ્તી એ મચાવે—દુનિયાને૦

પ્રારબ્ધને પરમેશ્વર જાણી, પ્રીત ધરી નીત પૂજતા,
યત્ન વિહોણા કર જોડી કો' ભક્તિના ભાવે ભજતા,
માને દુઃખમા એજ બચાવે-

પ્રારબ્ધ કે પુરૂષાર્થ પ્રથમ છે, ગુઢ ગહન ઉકેલ,
દાનાને શાણા મથતા પણ, સમજાતા ના ખેલ,
જાળ અજબ બિછાવે–દુનિયાને૦

પ્રભુની પાઠશાળામાં

શીખી પાઠો પ્રભુતાના

લઘુતા ઉર ધારીને

પ્રભુતાને દીપાવી દે.



# આપની યાદી

નજર મારી કરું ક્યાં ક્યાં,
પગલાં મેં ભર્યાં જ્યાં જ્યાં,
તિમિર ટાળ્યું તમે ત્યાં ત્યાં,
ઝળકે આપની યાદી–

મુજ જીવનના પ્રદેશોમાં,
પ્રગતિના પ્રવાસોમાં,
ઉજળી દશ દિશાઓમાં,
ભરી છે આપની યાદી–

હતા મુજ રાહ બહુ ન્યારા,
બન્યા રાહબર તમે પ્યારા,
થયા સહુ દૂર અંધારા,
ભૂલું ના આપની યાદી–

હૃદય વિણા લઇ હાથે,
મિલાવ્યા તાર સહુ સાથે,
એ સ્વરના ગાન સંગાથે,
હૃદયમાં આપની યાદી–

આજથી કોઇનું

બુરૂં બોલશો નહિ !

  

કોઇનું બુરૂં

સાંભળશો નહિં !

  

કોઇનું બુરૂં

જોશો નહિં !

  

 



# વિદ્યુતને !

ક્યાં જાતી ! અજવાળા ભરી જગમાં,
ચપળા ચમકી, ક્યાં જાતી ?
ક્યાં ધાતી ? અંધારા હરી પળમાં,
ચપળા ચમકી ક્યાં ધાતી ?
મેઘ છવાયા આભલીયામાં, ઘોર ગર્જન ગાજે,
તેજ છૂપાયા સૂર્ય શશીના, તુજ સર્જનને કાજે:
સંતાતી છૂપાતી, ક્યાં જાતી ?—
તેજ ભરી ભમતી રમતી તું, દૂર દૂર આકાશે,
વેગ ભરી વિદ્યુત તું દોડે, વ્હાલ કરી વાદળ દળ જોડે,
પળ કેડે કાં ન્હાશે, મુંઝાતી, ગભરાતી ક્યાં જાતી ?—
ઉષ્મા ભરી, ચંચળ તું ચપળા,
ક્ષણમાં જગને બાળે,
જાતે અબળા પણ તું પ્રબળા,
કટાક્ષે આભ પ્રજાળે,
ઉડી જાતી, મદમાતી ક્યાં જાતી ?

જ્ઞાનના

અભિમાનમાં

જો

માણસાઇ

ભૂલાય

તો

એ

જ્ઞાન

શા

ખપનું ?

  

# ભૂલનું મૂલ્ય

ભૂલોની ભૂલ ભૂલવણીમાં,
ભૂલ નવીન નીત થાય છે.
ભૂલતાં ને ગણતાં ફરી ફરી,
જીવન આંક ભૂલાય છે :–
ભૂલ જનોની ગળથુથી જયમ,
સ્વભાવ સાથ જડાય છે,
ભૂલે જે દ્રગ ખુલે તેના,
અનુભવ નીત લેવાય છે :–
આશાને અભિલાષા વધતાં,
તૃપ્તી ના કદી થાય છે,
સમયની બરબાદી કરતાં,
મુરખા ના અચકાય છે :–
સમયના મૂલ અમૂલજ જાણે,
મૂલ્ય ખરૂં અંકાય છે,
સમજે જે પળ પળ મોંઘી બહુ,
જીવનમાં પંકાય છે :–

અન્યનો ઉદ્ધાર કરવા

ઇચ્છિનારે,

હૃદયના ગુણો

ખીલવવા ઘટે !

તેમાં

ગણત્રી બાજીની

ખૂંચતી કાંકરીયો

ન રહેવી જોઇએ.



# દીવાળી

આવી દીવાળી, આવી દીવાળી,
કાળી કાળી રાતલડીને,
દીવાથી ઉજાળી, ઉજાળી ઉજાળી—
દીપમાળા મૂકી મુજ ઘરને દીપાવું,
ઓજસની ઊર્મિને ઉરથી વધાવું,
અંતર ઉલ્લાસ ભરી, પ્રકાશ કરી,
તિમિરને ટાળી—
સાથીયા પૂરીને, હું આંગણાં ઓપાવું,
પુષ્પમાળા ગુંથી મુજ બારણાં શોભાવું,
દીલમાં નિતવાસ કરી, સુવાસ ભરી,
ધન્ય દીવાળી—
નવ વર્ષના મંડાણ કરી, હર્ષથી એ આવે,
નવ ચેતનની લ્હાણ દઇ, નવ આશ સાથ લાવે,
નુતન વિકાસ ભરી, અભિલાષ ધરી,
જીવન ઉજાળી—

મનુષ્ય માત્ર

દોષને પાત્ર છે!

અન્યના દોષ

જોવા પહેલાં

પોતાના પગ તળે

બળતી જ્વાળાનો

ખ્યાલ

પ્રથમ કરવો

એમાંજ ડહાપણ છે

# શું લખું ?

ના હું હુંજ ને જાણું, ભર્યું શું એ હું માં છે,
અધૂરો આથડું જગમાં, ત્યાં હું શું લખું તું ને?–
કહે શાસ્ત્રો પોકારીને, ભર્યું બ્રહ્માંડ હું માં છે,
ભ્રમમાં હું ભ્રમિત થાતો, ત્યાં હું શું લખું તુંને–
જીવન અટવીમાં અટવાયો, ન દીશા એક સુઝે છે,
અંધારૂં થશે પળમાં, ત્યાં હું શું લખું તુંને–
જીવન પોથીના પાનાઓ, 'કો' 'કારા કો' અધૂરાં છે,
પૂરી ના લખી જાણું, ત્યાં હું શું લખું તુંને–
લખાયું ના ભલે કાંઇ, જરીના રંજ છે દીલમાં,
હૃદય તું વાંચી જાણે છે, ત્યાં હું શું લખું તૂને–

સમય

કોઇની પણ દરકાર

કર્યા વિના

ચાલ્યો જાય છે.

એનો કેવો ઉપયોગ

કરવો

એ મનુષ્યના

હાથમાં છે.

# માયા

માયા મુજને કાં અટકાવે,
કાં તલસાવે કાં લલચાવે,
પ્રભુ દર્શનનો પ્યાસી છું હું,
રે, મુજને તું કાં લલચાવે :–
નખરાળી તું નખરાં કરતી,
વિધ વિધ રૂપે આવી ફરતી,
માનવના મનડાને હરતી,
નાચીને તું વિશ્વ નચાવે :–
ભોગીને ભ્રમણામાં નાખે,
રોગીને આશાઓ આપે,
યોગીઓના યોગ ભૂલાવી,
દીલમાં તું તોફાન મચાવે :–
દેવી તુજને માત ગણું હું,
તાતના દર્શન કાજ ફરું છું,
મોહ ભરી મુશ્કેલીમાંથી,
માડી વિણરે કોણ બચાવે :–

સો સૌને

સ્થાને હોય

ત્યાંજ એ સારા !

પગરખાં

ગમે તેવા કિંમતી હોય

તોયે તેનું સ્થાન

ચરણોમાંજ.

એ મસ્તકે

મૂકાય નહિ.

# એકલા જાવું !

એકલો જાને, એકલો જાને, એકલો જાને રે,
એકલો આવ્યો, એકલા જાવું, ડરે તું શાને રે :—
નવ માસ તું નરક ભોગવી રડતો આવ્યો રે,
ચાર દીવસમાં ભૂલી સહુએ હસવા લાગ્યો રે :—
હસતાં ફસે છે માનવ, પળમાં માયામાં નાચે રે,
નિજનું જોતાં પરનું ભૂલે રાગમાં રાચે રે :—
લાવ્યો ન કાંઈ, લઇ ના જાવું, લેવું શું અહિં રે,
તું પણ પોતે તારો નથી ત્યાં તારૂં ન કંઈ રે :—
વેર ઝેરથી વ્હાલાઓને તેં કીધાં વેરી રે,
અમૃત જેવા જીવનને તેં કીધું ઝેરી રે :—
આંખ મિંચાતા સબંધ તુટે શરમ છુટી જાય,
રાજ ન ચાલે તારૂં પછી સૌ બાંધે તારી કાય :—
કાષ્ટની શૈયા સળગે ત્યાં સૌ માટીમાં મળી જાય,
સમય જાતાં વિસરે વાતો કોણ કોનું જગમાંય :—
જ્યાંથી આવ્યો તે જવું રાહે રવાનો વ્હેલો થા,
હાથે આપ્યું તે સાથે લઇને કરણી મેલી જા :—

દેહની

પવિત્રતા

સાથે

મનની

પવિત્રતા

પણ

કેળવવી

જોઇએ.

# જીવતાં કોઈ ન ઠારે

મરણ પછી જન આંસુ સારે,
મિથ્યા જીવ્યાં, જીવતાને ધિક્કારે—

પગલે પગલે દોષ દેખાડી,
ક્લેશાગ્નિ પ્રગટાવે

કટુ વેણથી અંતર બાળી,
જીવનને સળગાવે—

ગુણગ્રાહી થાવું ઉચ્ચારે,
અવગુણના વિસારે

સમય જતાં રડી ગુણ સંભારે,
જીવતાં કોઇ ન ઠારે—

વડીલોને વાંકે

ભલે સંતાનોને

સ્હેવું પડે

તોપણ

જે સ્થાન માટે પ્રભુએ

એમને નિર્માણ કરેલ છે

તે સ્થાનનું યોગ્ય

સન્માન જાળવવું,

એ સંતાનોની

પવિત્ર ફરજ છે

# અંતર દ્રષ્ટી ખોલ

માતા—

વીરા! તું જરી જાગ, મુજ સાથે કંઇ બોલ,
રે મુજ સાથે કંઇ બોલ—

આપું જે કંઇ માગ, અંતર તારૂં ખોલ,
રે અંતર તારૂં ખોલ—

પુત્ર—

પુત્ર ના તારો રહ્યો છે, તું ફોકટ દુઃખી થાશે,
મિથ્યા માયા છોડી દે, એ અનંતમાં ભળી જાશે,
એ અનંત ને તું પુછ, શાને છે અબોલ,
એ શાને છે અબોલ—

સંસારી ઝગડા છોડી દે, સ્નેહ સાગરે સ્નાન કરી લે,
રાગદ્વેષ સહુને ત્યાગીને, પ્રેમ ધરી પ્રેમામૃત પીલે,
આંખ ઉઘાડી જાગ, અંતર દ્રષ્ટી ખોલ,
તારી અંતર દ્રષ્ટી ખોલ—

યોગ્યતા પ્રારબ્ધને

આધીન છે.

ગમે તેવા પુરૂષાર્થને

ન ગણકારતાં,

અયોગ્યને યોગ્ય તરીકે

ગણાવનાર પ્રારબ્ધ

આખરે પુરૂષાર્થનો

પરાજય કરે છે.

# જીવન સંગ્રામ

જીવન છે સંગ્રામ, બંદા જીવન છે સંગ્રામ,

ખટપટના અહિં ખેલ ખેલાતા, કાયરનું ના કામ--

શત્રુદળનું બળ જગ વ્યાપે, ગાજે દશ દિશ ધામ,

છળબળથી અંતર ગઢ તોડે, લોભ ક્રોધ ને કામ–

ધર્મ કર્મને નીતિ સામે, યુદ્ધ મચે અવિરામ,

હાર જીતના પાસા પલટે, પળ પળના પરિણામ–

જીત મળે ન ચળે વિજેતા, ગર્વે બની બેફામ,

અચળ વિજય વરે છે જેને, હૈયે રમતો રામ–

શ્રદ્ધાના શસ્ત્રો ધારી, જો જીવ લડે નિષ્કામ,

છેદે રિપુ દળને અંતે, પ્હોંચે મુક્તિ ધામ—

સ્વપ્નમાં

સમજ્યો

હતો

કે

જીવન

એ સૌંદર્ય

છે !

જાગીને

જોયું

ખરેખર

જીવન

એ

કર્તવ્ય છે.

# પેલે પાર

માનવી—

જાવું છે પેલે પાર, માછીડા! જાવું છે પેલે પાર–
સ્નેહિ સબંધી ઉભા કિનારે, ઉતારે કો' નવ પાર,
થા તું સુકાની મારો માછીડા, ભવાર્ણવ ભયકાર–

માછી—

સાગર જળ અગાધ છે ઉંડા, આશ અભાગી અસાર,
નાનકડી મારી ડોલતી નૈયા, સુઝે ન દિશા લગાર,
પંથીડા! કેમ પહોંચાડું હું પાર–

માનવી—

વિશ્વેશ્વરના વિશ્વ વિરાટે, કો' નવ તારણહાર,
શ્રદ્ધા મૂકી મેં તુજમાં માછીડા, ભલે ડુબાડ કે તાર–

માછી—

માન અને મદ મોહ તરંગો, ઉછળે જોને અપાર
ભાગ્યવંતો કોઇ પાર પડે ત્યાં, અભાગી ડૂબે હઝાર–

માનવી—

રાત અંધારી ને વાદળ છાયા, આશ અચળ નિરધાર,
જાવું મારે સુખ શાંતિ કાજે, જીવનને પેલે પાર–

સ્વજનો પ્રત્યે

બહારનો દેખાવ પુરતો

દંભી

વિવેક રાખવો

અને

અલગ રહી

જોખમદારીમાંથી

મુક્ત થવાના પ્રયાસો

કરવા એ

પુરૂષાર્થ નથી.

# છે કે નહિં?

નજરથી નિહાળી જો, દીલ તુજ સાફ છે કે નહિં?
ઉંડે ઉંડે ઉકેલી જો, ઉરે કંઇ ડાઘ છે કે નહિં?

ભલો થઇને ભલાઇ કર, નીતિનું સુત્ર છે જગમાં,
હૃદયના કોઇ ભીતરમાં છૂપી બુરાઇ છે કે નહિં?

વાણીમાં અમી ઝરતાં, નયને અશ્રુઓ વહેતાં,
ઉકેલી અશ્રુ બિંદુ જો, વિષમ ત્યાં વિષ છે કે નહિં?

નિહાળી ઉજળા વસ્ત્રો, જગત પળભર ઠગાયે છે,
અષાઢી રાતના તસ્કર, જરા જો વીજ છે કે નહિં?

સુબુધ્ધિ તેલ ખુટે ત્યાં, જીવનની જ્યોત ઝાંખી થઇ,
નયન મીંચી નિહાળી જો, અંતરે તેજ છે કે નહિં?

કુપાત્રે

દાન અને ભલમનસાઇ

દેખાડવી વૃથા જાય છે

કારણ ?

નગુણો માનવ

ન પોતાનું ભલું કરે

કે કોઇનું થવા દે

આવો એક કુપાત્ર સાંપડતા

સુપાત્રને સ્હાય રૂપ થવામાં

સંકોચ થાય,

એ સ્વભાવિક છે.

# માટીની માયા

માટીની આ માયા,
માટીની છે કાયા,
માટીના સહુ પુતળા,
માટીમાંજ સમાયા:-
સાગરના તરંગો સમ એ,
તોફાને કંઇ ચડતાં,
જળ બિંદુ આભે ઈંદુને,
જોતાં જેમ ઉછળતા,
અંતે સાગરમાં એ સમાતા-
માનવના અભિમાન રહે ના,
મિથ્યા એ મલકાતા,
લક્ષ્મીને યૌવનના મદમાં,
ઉંચે જઇ પછડાતા,
આખર જીવન રંગ પલટાતા-

જીવનમાં

એક રંગી

રહેવું

અનેક

રંગી

જીવન

એ

દંભની

નિશાની

છે

# જીવન નૈયા

નૌકાં મારી ક્યાં અથડાશે,
કહે ને ઓ ભગવાન!
ભર દરીયે તોફાન તરંગે,
ઉછળે ઓ ભગવાન!
અગાધ જળ સાગરના ભાસે,
તારલીયા ઝબકે આકાશે,
એકલડી હું કોઇ ન પાસે,
મઝધારે નાવલડી ડોલે,
શરણું દે ભગવાન–
જીવન નૈયા ઝોલે ચડતી,
હતાશ હૈયામાં ભરતી,
તું વિણ નવ એ પાર ઉતરતી,
ડુબતી નૈયા, થા ખેવૈયા,
તારણ તું ભગવાન.

ઈર્ષા,

સદ્ગુણો

કરતાં

દુર્ગુણોને

વધુ સ્પષ્ટ જોઇ

શકે છે.

કુસંપ અને કલેશને

જન્મ આપનાર

ઈર્ષા

માતા છતાં

મમતા વગરની!

# કોને માટે ?

સ્વાર્થ ભરી સરિતા વહેતી એ,
વાંકી ચુકી વસમી વાટે,
નિર્મળ નીર ના હોય નશીબે,
દંભ ભરેલી દુનિયા માટે :—
પિતા પ્રેમથી પુત્રને પાળે,
માતા પણ મમતા દેખાડે,
કરતાં એ બદલાની આશે,
સેવા સઘળી સ્વાર્થ માટે :—
પતિ પત્નિના પ્રેમ નિહાળો,
બ્હેન ભાઇના ભાવને ભાળો,
સહુ સહુનું સંભાળે સઘળા,
કોણ કરે ત્યાં કોને માટે ?

ક્લેશાગ્નિની જ્વાળા

સ્વયં પ્રજળે, ને

અન્યને પ્રજાળે !

જે કુટુંબોમાં આવી

જવાળાઓ સદા

પ્રજળતી રહે છે,

તે ઘરના સુખ, શાંતિ, સંપ

સદાને માટે બળી ભસ્મીભૂત

થાય છે.

# આરોગ્ય

આરોગ્યના પાલન મહિં, વહે અધ્યાત્મિકતા,
પાઠ, પુજા, ને ધર્મ ધ્યાને, રહેતી સદા પવિત્રતા :–
કાયા રચી છે ઇશ્વરે, પંચતત્વનું એ પૂતળું,
ના પરમાત્મા જુદો વસે, મંદિર છે આત્માતણું :–
પંડમાં બ્રહ્માંડ છે, પંડિત પોકારી રહયા,
પ્રથમ જાણો પંડને, શાસ્ત્ર એ શીખવી ગયા :–
ષડ રીપુ હરાવવા, સયંમ સબળ લગામ છે,
મન પવિત્ર હોય ના, ફાંફાં સહુ નકામ છે :–
રોગીષ્ટ શરીરે મન કદી, સબળ શુધ્ધ ના હોય છે,
રોગ એતો ઢેડ છે, અપવિત્ર નિત એ હોય છે :–
મંદ વાડ હોય શરીરની, નક્કી દીસે મંદવાડથી,
ગંદવાડ ભરાતી ઉદરમાં, જીભલડીના સ્વાદથી :–
રસેન્દ્રીયને જીતવા, કમર કસવી હરપળે,
સાચો યોગી એજ છે, પકવાન જોઇ ના ચળે :–
આહાર વિહારના નિયમ તો, કળી કાળની તપસિધ્ધિ છે,
આરોગ્યમાં સમતી સદા, જગતની સહુ રિધ્ધિ છે :–

ઘરમાં

પડતી

ગરમીને

ટાળવા

દિવાલો

થોડીજ

તોડાય છે?

# દર્દીની વેદના

ના મારો પીચકારી, ડાક્તરજી રે,
ના મારો પીચકારી—
બે બે હોળી જોઈ બિછાને,
ત્રીજી સંતાપતી આવી,
નીત નવા ડાક્તર ને હાથે,
લાલ પીળા પાણી પધરાવી,
કાયા ભીંજાણી મારી—
દેહ સાથે આ દર્દ, દવા, ને,
ડાક્તરો રમતા મન ફાવે,
દમતા પણ ન રોગ સમજતા,
પૈસાનું પાણીજ કરાવે,
કોણ લે ઉગારી—
જીભલડીને પક્ષ ના રાખી,
શરીર ઘસાતું જાય
દોષ ડાક્તરને દેવો શાને,
જ્યાં વ્યર્થ સહુ ઉપાય
રહી મૃત્યુ એકજ બારી—

# શ્રેષ્ઠ કોણ?

(દર્દ, દવા, ને દાકતરનો સંવાદ)

દર્દ દવાને દાકતરોની,
અહિં સભા એક જામી છે,
જંગ જીતવા, મ્હાત કરવા,
દલીલની ના ખામી છે:-
સંખ્યામાં રે કોણ વધતા,
નકકી ના કંઇ થાય છે,
અનેક દવા ને દર્દ લાખો,
દાકતરો ઉભરાય છે:-

**દર્દ:—**

સર્વ વ્યાપક હું બધે,
દુનિયામહીં પ્રસરી રહું,
માનવ ના છે શ્રેષ્ઠ,
એના રકતમાં પણ હું વહું:-
હું ભલે પડછંદ કાયા,
ગર્વ એનો ઉતરે,

મુજ સાથે બાથ ભીડતાં,
સ્હેજમાં ના ઉગરે :–
ડાકતરોની કતાર લાંબી,
દિન રાત આવ્યા કરે,
દવાના છો બાટલા,
ને ઇન્જેકશનો માર્યા કરે :–
દવા ફોગટ સર્વ જાતી,
દર્દી ના ઉઠી શકે,
મુંઝાય બિચારા ડાકતરો,
ના દર્દ કંઇ જાણી શકે:—

દવા :—

હું ઉપયોગી છું બધે,
ઘર ઘર મંહી મુજ ઠામ છે,
બાળથી તે વૃદ્ધ સુધી,
સર્વ સાથે કામ છે :–
હકીમ, વૈદ્ય કે ડાકતરો પર,
શ્રેષ્ઠતા સાબીત છે,
મારા વિના સહુ પાંગળા,
એજ મારી જીત છે :–
દર્દી, દર્દ દફનાવવા,
દવા માટે ઝંખતો,

મારૂં શરણુ લીધાં થકી,
દર્દ ઝટ ભાગી જતો :—
દવાવાળા કેંક કમાતા,
લાખોના વેપારથી,
એકના દશ દામ લઇ,
મલકાય મુજ આધારથી :—

**દાક્તર :—**

દર્દ, દવાની દલીલોમાં,
સત્ય કંઇ છે ના ખરે,
ગર્વ કરીને ભાષણોના,
વ્યર્થ બકવાદો કરે :—
શોધકોને જન્મદાતા,
કોણ છે ના જાણતા,
પિતા સ્થાને દાકતરો છે,
માનવ એ પિછાણતા :—
ઉમર વધે જેમ બાળકોની,
ગર્વમાં બહુ રાચતા,
મહત્તા વધી કોના થકી,
ના જાણતા, ઘણું ગાજતા :—
"દાકતરોથી દર્દ વધતા,"
કહેવત એ પ્રચલીત છે,

પ્રસારી અમે ખંતથી,
ગુપ્ત અમારી રીત છે :–
દવાના મિશ્રણ થકી,
લાખો દવા ઉપજાવી છે,
દવાના પ્રચારની,
દાક્તરોજ ચાવી છે :–
દશ દિશમાં બસ દાક્તરોની,
કિર્તી બહુ ગવાય છે,
દેવ તુલ્ય માને સહુ,
અવનીયે પુજાય છે :–

   

સંવાદ ત્રિપુટીનો સૂણી,
બોલી ઉઠી ત્યાં જીભડી,
ના દર્દ, દવા, કે દાક્તરો,
પણ સર્વમાં હું છું વડી :–
મારા થકી સહુ દર્દ છે,
ને દર્દ માટે સહુ દવા,
દવા માટે દાક્તરો સહુ,
જીભને દેજો દુવા :–

જેમ વ્યવસાય વધારે

તેમ તેમાં દોષો પણ

વધારે મોટા હોય,

તેથી વ્યવસાય

કોઇ બંધ કરતું નથી

પણ

દોષો ટાળવાજ

પ્રયત્ન કરે છે.

# વસમી વિદાય

વસમી વિદાય લાગે,
પુત્રી પીઅરીયાં ત્યાગે :–

સાસરીયાને પંથે પડતાં, વાટડી સુની લાગે,
મમતાળુ માતાના ઉરમાં, મુંઝવણો કંઇ જાગે :–

કાયાની છાયા સમ તનયા, દીઠે માત હરખતી,
દીકરી કાજે પ્રાણ પાથરી, નયને આંસુ ભરતી,
બળતી વિયોગ આગે :–

બચપણ ઘડીપળ ના વિસરાયે, સગપણ સ્નેહે બાંધ્યા,
ભવરણ વાટે સુતા વળાવી, ઘડપણે દુ:ખડાં વાધ્યા,
પેટ છતાંયે પરાઇ લાગે :–

" ગુણવંતી થઇને તું રહેજે, ગૃહિણી ધર્મ વિચારી,
પરને પોતાના કરી લેજે, પ્રીતિ દિલ વિસ્તારી,
કરવા પતિ પૂજન અનુરાગે " :–

લગ્ન જીવનની

લ્હાણુ

ધમકી

યા

મારપીટથી

પત્નિને

પરાણે નમાવવામાં

કે

પતિના દોષ

જોઈ

કંકાસ

કરવામાં

નથી.

પણ

પડયું પાનું સુધારી લેવું

એજ સાચી લ્હાણુ!

# પ્રેમના બંધન

એક હતો પોપટ. એ પીંજરમાં હતો. એ માત્ર પીંજર ન્હોતું, પણ પ્રેમ પીંજર હતું. એ ઘરના સર્વ માણસો એની પ્રત્યે અતિશય વ્હાલ રાખતા. સર્વે એની સાથે મીઠું મીઠું બોલતા, તાજું નીત નવું ખાવાનું આપતા.

એ અતિશય ખુશ રહેતો. કોઇ વખતે બારી પર ઉડી આવતા એના મિત્રોને પોતાનો સંપુર્ણ સંતોષ વ્યકત કરતો. "આ ઘરના દરેક સાથે હું એટલો એકમય થઇ ગયો છું, કે મારે બહારની દુનિયાની પરવા નથી." મિત્રો ટ્રાંઉં ટ્રાંઉં કરતા ઉડી જતા.

એ વિચારતો કે બધા મારી પ્રત્યે આટ આટલો પ્રેમ રાખે છે, તો મારે પણ એમના પ્રત્યે એટલીજ ફરજ અદા કરવી રહી. બીજું તો બિચારૂં શું કરી શકે? જે કોઇ નવું નવું પઢાવે, તે તરત શીખી લઇ, એમને ખુશ કરતો. "રાધે શ્યામ—સીતારામ—ભજ ગોવિંદ" એવું એવું તો કેટલુંયે શીખી ગયો!

દિવસો જવા લાગ્યા; મહિનાઓ વિત્યા; અને વર્ષોની પણ સંખ્યા ગણાવા લાગી. એના પ્રત્યે તો

સહુનો એનો એજ—એવોને એવોજ—પ્રેમ કાયમ હતો: એ પણ પોતાનું કાર્ય—કર્તવ્ય, ફરજ ગણી કરે જતો!

ઘરના માણસોમાં કુસંપ પેઠો. એ સહુ લડવા લાગ્યા. પોપટ એ જોઇ, દુ:ખી થતો; પણ બિચારો શું કરી શકે? અંદર અંદરના ઝગડા છતાં પોપટ પ્રત્યે તો સહુને એવોજ વ્હાલ, અતિ સુક્ષ્મ લાગણી સહુને હતી.

એક જણ પોપટને લાગણી દેખાડતો, ત્યારે બીજાનો જાણે હક્ક છીનવાઇ જતો હોય, એમ એ અનુભવતો. અને ઝગડા થતા. બીજો એની સાથે પ્રેમ ભરી રમત રમતો, તો ત્રીજો એ ન્હોતો સાંખી શકતો—અને ઝગડાનો જાણે કોઇ અંતજ ન હોય, તેમ ઝગડા વધતા ચાલ્યા! આ સર્વ પ્રકાર નિહાળી, બિચારો પોપટ મુંઝાતો, અકળાતો! પણ શું કરી શકે?

એણે બોલવાનું છોડી દીધું, મૌન બની સર્વ ચર્ચા જોઇ રહેતો, સાંભળી રહેતો. સહુ એના પ્રત્યે ખીજવાતા; એ જાણતો, અનુભવતો કે એ સર્વ ખીજવાટમાં માત્ર પ્રેમજ નીતરે છે. છતાંયે એ પ્રેમ એના હૃદયને કોણ જાણે કેમ સ્પર્શી ન્હોતો શકતો—ખીજવાટની એને અસર ન્હોતી! એ પ્રેમની લાગણીથી પર, યોગી થયો હતો, કે બુધ્ધિહીન મુઢ બન્યો હતો. તે પણ એને

**ન્હોતું સમજાતું! એને ઉલ્લાસમાં આણવાના ઘરના** **સર્વ** માણસોના પ્રયત્નો, એને વધુ ઉદાસીન બનાવતા! **સર્વ**ના **પ્રેમનો** એ યોગ્ય જવાબ ન્હોતો વાળી શકતો, **તેથી એ** દુઃખી થતો; પણ **પ્રેમના** પરસ્પર **વિરોધી** તત્વો વચ્ચે **એને** જીવવું **અકારૂં** લાગતું, એ. એ **કેમ** **સમજાવે? કોને સમજાવે?**

ટ્રાંઉં ટ્રાંઉં કરતા, યથેચ્છ વિહાર કરતા એના મિત્રોને ઉંચે ગગનમાં નિહાળી રહેતો. પીંજરાના દરવાજા પર ઘણીવાર નજર પડતી; ત્યાં પણ પ્રેમનું તાળું લગાવેલું હતું. પીંજરાના પ્રત્યેક સળીયા એના પર અતિ વ્હાલ દેખાડતા! નાનકડો ઝુલવા માટે મુકેલો હિંચકો પણ એને પ્રેમને ઝુલે ઝુલાવવા પ્રત્યેક પળે તત્પર રહેતો: છતાં એના જીવનમાં ઉલ્લાસ ન્હોતો—આનંદ ન્હોતો—શાંતિ ન્હોતી! ધારે તોયે એ બંધન એ તોડી શકે એમ ન્હોતો. કારણ, એ **પ્રેમના** **બંધન** હતા!

બિચારાના અંતિમ ઘડી પણ પ્રેમમાંજ વીતી! **એ પ્રેમમાંજ વિલીન થયો!** પ્રેમના ઝગડા પાછળ મૂકતો ગયો!

———

લાલસા

એજ

દુઃખ !

  

સંતોષમાં

સુખ છે ! !

  

ધર્મ

શોભે છે

દયાથી ! ! !